# શ્રી અંબીકા શતક.

ભાગ પાંચમો.

રચનાર.

નડિયાદ નિવાસી.

શા. ભાઇચંદ ગોવર્ધનદાસ.

નડીઆદ સત્યસાગર પ્રેસ.

શ્રી.

# અંબીકા શતક.

## ભાગ પાંચમો.

રચનાર.

શા. ભાઇચંદ ગોવર્ધનદાસ નડીઆદ.

**वसंत तिलकावृत.**

વિશ્વાંભરી વસુધરા વિધિએ વખાણી,
વિશ્નુ વિનાયક સ્તવે ભવ જોડિપાણી;
વિદ્યા વિનોદ વિનએ વળિ વેદ વાણી,
શ્રી શાંકરી સરવમાં શતધા સમાણી.

નડીઆદ સત્યસાગર પ્રેસ.

પ્રત. ૧૦૦૦

સંવત ૧૯૪૯ } સને ૧૮૯૩
દ્વિતીય અસાડ } અગષ્ટ.



# શ્રી અંબીકા શતક.

## ભાગ ૫ મો.

### ગણુપતીની સ્તુતી.

### સાર્દુલ વિક્રીડીત વૃત.

પ્રારંભે પ્રણમુ પ્રિતે ગણુપતી શ્રી વક્ર તુંડેશ્વરા,
દીસે દંત મહંત એક મુખમાં માંગલ્ય કારીશ્વરા;
શોભે સિંધુર અંગ રંગ ધવલે દેવાધિ વિઘ્નોહરા,
સિદ્ધી બુદ્ધી સહીત સ્હાય કરજો યાચૂ હું લંબોદરા. ૧

### સારસ્વતીની સ્તુતી.

### શિખરિણી વૃત.

કરી સ્વારી હંસે મુકુટ મણિ રત્ને શિર ધરી,

ધરી હસ્તે વીણા મુખ મધુર ગીરા રસ ભરી;
કૃપાળી, માયાળી સતિ સુરમણી છો સરસ્વતી,
હરી વિઘ્નો મ્હારાં શતક લખવા દો શુભ મતી. ૨

ગીતિ.

જય જય પરમ કૃપાળી, જય જય અંબે આરાસુર વાળી;
મંમાયા મ્હાકાળી, શેવે સુર સૌ સદાય સુરપાળી. ૧

દુખહર દીન દયાળી, બાળી બૌચર રૂપે બિરદાળી;
જન્મ મરણ ભય ટાળી, શર્ણાગતને લેતાં સંભાળી. ૨

ભવ ભય હર ભગવંતી, નોકા તારણ નિર્મળ નિરાળી;
દિન દુખ હરવા ખંતી, છેાા છબીલી છોગાળી ભાળી. ૩

કાત્યાયનિ મ્હા ગૌરી, ચૂડામણીને ચામુંડા ચંડી;
અસુર ઘણા પાખંડી, ખલક વિષે તેં નાંખ્યા મા ખંડી. ૪

જય જય જય અઘ હારી, જય બલિહારી મંગલ પદ ધારી;
નેત્રાંબુજ પરવારી, કરૂણાકારી કપિલા કોમારી. ૫

મ્હેર કરો મન આણી, શેવક જાણો શ્રી શિવ પટરાંણી;
તારો અહીને પાણી, શૈલ સુતા સુખદાયક હે શાણી. ૬

માહેશ્વરી મહાલક્ષ્મિ, જયા વિજયા દુર્ગા કોબેરી;

સ્હાય કરો સિદ્ધિદા, એ વર માગુ હું ફેરી ફેરી. ૭
નમન કરૂ મા નિત્યે, બ્રહ્મ ચારિણી કુષ્માંડા દેવી;
અભયા વર દે પ્રીતે, ચંદ ચડે સુખ ચરણ કમળ સેવી. ૧૦

## पद राग कल्याण.

શ્રી મહેશ્વરી, જય ત્રિપુર સુંદરી;
અકળ આઇ અંબીકા સ્તવુ હું કરગરી. ટેક.
કાળી કરૂણાળી ભિરદાળી સન્મતી આપ દયાળ;
બાળી બેચર રૂપે અંબા, બાળ કરો પ્રતિપાળ. શ્રી. ૧
હે દુખ હરની સંપત ભરની, ઊજવલ બરની અંગ;
તારન તરની અશરન શરની કરની ભવ ભય ભંગ. શ્રી. ૨
કાન્તી શાન્તી ભ્રાન્તી રૂપે, ક્ષાન્તી અને ક્ષુધાય;
તું મંમાયા રાયા જાયા, કાયા કળિન કળાય. શ્રી. ૩
રિદ્ધિ સિદ્ધિ તુષ્ટી પુષ્ટી, બુદ્ધિમાં બલિહાર;
ક્ષમા દયા લક્ષ્મિ ને લજ્જા, તું રૂપે નિરધાર. શ્રી. ૪
તુહી તુહી વ્યાપી તું સર્વે. તુહી બિન દેખુ ન અન્ય;
તુહી શિત તુહી તાપ આપ રૂપ. તુહી તુહી પરજન્ય. શ્રી. ૫
સ્તવન કરી મા શિશ નમાવું, ગાતાં પદ કલ્યાણ;
મંગલ કાર્ય કરો મંમાયા, ચંદ ચડે કલ્યાણ. શ્રી. ૬

## લાવણી.

અરજ અલબેલી ઊર ધારો,
અરજ અંબા મા ઊર ધારો;
મુજ રંકને આ સંકટથી ઝટપટ ઉગારો. અરજ. ટેક.
તુજ બીન એક નહીં આરો; (૨)
મોહ માયામાં લુબ્ધ થયો હું ભૂલ્યો ઉપકારો.
પ્રેમ ધરી પૂજ્યો નવ પારો; (૨)
જનુની જાણી નહીં વ્યર્થ મેં ખોયો જન્મારો.
હવે શરણુ આવ્યો તારો; (૨)
મુજ રંકને આ સંકટથી ઝટપટ ઉગારો. અરજ. ૧
જગત સૌ જપે જાપ ત્હારો; (૨)
અભય કર્યા ઈંદ્રાદિક દેવો મહિષાસુર માર્યો.
વ્હાલ ધરી વલ્લભને તાર્યો. (૨)
તારી ઝાઝ તેં રાખી લાજ એક વણિક ઉગાર્યો.
સુરથને કીધો સુખીયારો; (૨)
મુજ રંકને આ સંકટથી ઝટપટ ઉગારો. અરજ ૨
હરૂ વંદન દુખ વિદારો; (૨)

ગણી બાળ તત્કાળ સ્હાય થૈ સંકટ સંહારો.
મ્હેર કરી અહો હસ્ત મારો; (૨)
તુંહી તાત તુંહી માત ભ્રાત મુજ વિનતી સ્વિકારો,
કૃપાળી કાર્ય હવે સારો; (૨)
મૂજ રંકને આ સંકટથી ઝટપટ ઉગારો. અરજ ૩
દયાળી દીન દાસ ધારો; (૨)
ધરો "લાલ" પર વ્હાલ કૃપાનાં કિરણ વિસ્તારો.
દોષના કોપ ન સંભારો; (૨)
અભય કરો શિર ધરો હસ્ત દુખ દારિદ્ર નિવારો.
ચંદને ગણો નહીં ન્યારો; (૨)
જાણી ત્હારો દાસ ત્રાસથી ઝટપટ ઉગારો.
અરજ અલબેલી ઉરધારો, અરજ અંબા મા ઉરધારો;
મૂજ રંકને આ સંકટથી ઝટપટ ઉગારો. અરજ ૨૦

## પદ રાગ સિંહાનો કનરો.

દીન દયાળી, વ્હારે વળોની;
અંબે માતા, છો ભવ ત્રાતા. ટેક.
શર્ણે હું આવ્યો, સ્હાય કરો મા;
શ્રી જગ જનની, કષ્ટ હરો મા. દીન. ૧

તન મન તલસે, દરસન દીજો;
અરજ ઉરે આ, દાસની લીજો. દીન. ૨
આનંદ અંગે, શ્રાવણ શંઘે;
પારે તેડા, રમવા રંગે. દીન. ૩
વંદન કરૂ મા, વિધ વિધાતા;
ચંદ ચહે ચિત, કર સુખ શાતા. દીન. ૨૪

## પદ રાગ વસંત.

ખુબ ખેલેરે ખુબ ખેલે, ફરતાં ફાગણે ફાગ;
આરાસુરની અંબીકા, ખુબ ખેલે. ટેક.
સહુચરી સહૂ અંબા તણી ટોળે મળીયો;
ટોળે મળીયોરે ટોળે મળીયો, લેતી આનંદ ભાગ.
આરા. ખુબ. ૧
બની ચાચર ચોક શોભા ઘણી, ત્યાંતો ગાએ;
ત્યાંતો ગાએરે, ત્યાંતો ગાએ, ગાએ વસંત રાગ.
આરા. ખુબ. ૨
કેસુ કુંમ કુંમ કેસર મૃગમદા રંગ છાંટે;
રંગ છાંટેરે રંગ છાંટે, ઊડે અબીલ ગુલાલ.
આરા, ખુબ. ૩

કર કંચન લઇ પીચકારીઓ તાકી મારે;
તાકી મારેરે તાકી મારે, સાખી સાખીને લાગ.
આરા. ખુબ. ૪
બેસી સૂર સકલ વૈમાનમાં આવી જોતા;
આવી જોતારે આવી જોતા, ધારી ઊર અનુરાગ.
આરા. ખુબ. ૫
ચાહી ચિત્ત ચરણ રજ ચંદને પ્રીતે આપો;
પ્રીતે આપોરે પ્રીતે આપો, આવી નમતો પાગ.
આરા. ખુબ. ૩૦

---

"નિર્બળ શત્રુ સબલ રાજ્યપર. એ રાહ."
આરાધૂ અલબેલી અંબા દ્વાર તમારે આવીને;
માગૂ માફ મયાળી મૈયા ચર્ણે શીશ નમાવીને. ટેક.

ઝુલ.

વિધી વિશ્નું ને મહેશ, ધ્યાન ધરે છે સૂરેશ,
ગૂણ ગાય છે ગણેશ, જપે સહસ્ત્ર મુખે શેષ;
વ્યાપી દેશ ને વિદેશ, શકિત સર્વમાંહે શ્રેષ્ટ વિધી.
કર કરૂણા કલ્યાણી કાળી દયા દીન પર લાવીને;
માગૂ માફ મયાળી મૈયા ચર્ણે શીશ નમાવીને. ૧

ઝુલ.

ત્રિપૂરા તાર્યા તેં તો સૂર, ચંડ મુંડ કર્યા ચૂર,
મધૂ કૈટભ જે ક્રૂર, હરી મ્હેષ તણું નૂર;
રકત બીજ મહાસૂર, માર્યા અનેક અસૂર. ત્રિપૂરા.
ભગવંતી ભવ સિંધૂ તારો ભોળી ભકત નિભાવીને.
માગૂ માફ મયાળી મૈયા ચર્ણે શીશ નમાવીને. ૨

ઝુલ.

નીમ ધારી આવી પારે, વિનવે છે વારંવારે.
તું ઉગારે ચઢી વ્હારે, કાજ સારે ચિત્ત ઠારે;
પાપ પ્રૌઢને નિવારે, દાસ ધારે ઉપકારે. નીમ.
નારાયણી નિર્મળ મન કરજો નેહ નજર દરસાવીને.
માગૂ માફ મયાળી મૈયા ચર્ણે શીશ નમાવીને. ૩

ઝુલ.

આવે શ્રાવણમાં સંઘ, ધરે અંગમાં ઉમંગ,
ઝાંઝર ભેરે ને ઉપંગ, વાગે ચંગ ને મૃદંગ;
નિત્યે કરે નાટ્ય રંગ, જય જય જગ દંબ. આવે.
ચહુ ચંદ ચામુંડા ચંડો ચિત્ત ચરણ લલચાવીને.
માગૂ માફ મયાળી મૈયા ચર્ણે શીશ નમાવીને. ૩૪

## અભંગ.

જય જય અંબા, જય બલિહારી;
જાઊં મેંતો વારી, મોરી માત. જય. ૧
જય જગ નંદા, તુહી કર્મ સંધા;
અજ ભવ વંધા, ચિદાનંદા. જય. ૨
તુહી છે કૃપાળી, તુહી બિરદાળી;
શ્વેતાચળ વાળી મત બાલી. જય. ૩
તુહી ભગવંતી, તુહી બલવંતી;
વદન વસંતી, અલબેલી. જય. ૪
કરૂછું વંદન, અર્પુછું સુમન;
ધન્ય ધન્ય દિન, માને ચંદ. જય. ૩૯

## પદ રાગ ગરબી.

નમી નમી નમી નમી નમી નમીરે,
આજ અંબીકાને વિનવું નમી નમી.
આવી ચાચર ચોકમાં રમી રમીરે. આજ. ટેક.
આજતો વસંત સંત રંગ પંચમી છે;
હર્ષે થકી અંગમાં અમી ઝમીરે. આજ. ૧
દિન દયાળી શરણુ થતાં દરસ સુખ આપ્યું;

ત્રિવિધી તાપ જ્વાળ તો શમી શમીરે. આજ. ૨
આદ્ય શક્તિ અકળ જ્યોત સિંહ તણી સ્વારી;
નિરખી નયન મુરત સુરત ગમી ગમીરે. આજ. ૩
ચંદ ચિત્ત અભય ચહે યુગલ હસ્ત જોડી;
વાટડી જોઉં હું ત્હારી ટમ ટમીરે. આજ. ૪૩

## ગરબો.

નમી નમી પ્રણમું અંબે માત, રાજેશ્વરી રાજતાંરે લોલ;
વસીયાં ગુણ નિધિ મા ગુજરાત, શેવક શિર છાજતાંલોલ ટેક
ભાવે આવે શ્રાવણ શંઘ, ઉમંગ અંગ જામતોરે લોલ;
રમતાં નિત નિત નવલે રંગ, સકળ સૂખ પામતોરે લોલ. ૧
જેવો જેને અંતર ભાવ, દરસ મા આપતાંરે લોલ;
તેવો તેને આપો લ્હાવ. સંકટ સો કાપતાંરે લોલ. ૨
બેઠાં ગોખે કરતાં શોખ, ઓઢીને ચૂંદડીરે લોલ;
ગરબા ગાએ ચાચર લોક, ફરે સો ફૂંદડીરે લોલ. ૩
ધરિયા સોળ સરસ શણગાર, આભુષણ ઝૂગતાંરે લોલ;
પારી જાતક વિધ મંદારકે, ફુલનાં ઝૂગતાંરે લોલ. ૪
વાહન વાઘ તણું કરી માત, ત્રિશૂળ કરમાં ધરીરે લોલ;
આદ્યા અવિચળ અકળ અજાત, અખિલ અમરેશ્વરીરેલોલ. ૫

હરિહર સ્તવન કરે બે પાસ, અરૂણ કરે આરતીરે લોલ;
ઝઘમઘ ઝગકે જ્યોત પ્રકાશ; ભણે મુખ ભારતીરે લોલ. ૬
ચાચર મધ્યે થેઇ થેઇ થાય,–મા મુખ મલકાવતાંરે લોલ;
નિરખી નયણાં ફરિ ફરિ ન્હાય, તૃપત નવ તે થતાંરે લોલ.૭
નાગર નૃત્ય કરે દિન રાત, પુજે સૌ પાવડીરે લોલ:
શોભા સુંદિર કહી નવ જાત, શ્રી અંબા ગાવડીરે લોલ. ૮
કળીમાં પુરણ પ્રૌઢ પ્રતાપ, કહી શકુ કેટલુંરે લોલ;
દરસન દિન દિન આપો આપ, મા–માગુ એટલુરે લોલ. ૯
ગરબો ગાય શીખે ધરી કોડ, લળી લળી લોલનોરે લોલ;
આપે પુત્ર સુપુત્રની જોડ, બિરદના તોલનોર લોલ. ૧૦
વૈશ્નવી વૈભવ દે વિધ વિધ, અહોનિશ જાપતાંરે લોલ;
આપે નારાયણી નવ નિધ કે કિલ્વિષ કાપતાંરે લોલ. ૧૧
કૃપાળી કાળી કરી કરૂણાય, તેડો સૌ વૃંદનેરે લોલ;
થાજો સ્હાય ગઢા મંમાય, વસી ચિત ચંદનેરે લોલ. ૫૫

ગરબી.

જગ દંબા રંબા ને તેડો, દરસન આવું દોડીરે. ટેક.
તન મન તાપ પ્રહરવા માટે, વિનતી કરૂ કર જોડીરે. જગ.૧
આરાધન અર્ચન નવ જાણું, છે મતી મુજમાં થોડીરે. જગ.૨

અકળ કળા અલબેલી ત્હારી, ત્રિભુવનમાં નહીં જોડીરે. જ.૩
છો ભવ તારક માતું મૈયા, ભવસાગરમાં હોડીરે. જગ. ૪
ચંદ ચહે ચરણામ્બુજ ચંડી, મુજને નવ દો છોડીરે. જ. ૬૦

## ગરબી.

અલબેલી અંબા પ્રીતે કરૂ હું પ્રણામ,
મયાળી મૈયા પ્રેમે કરૂ હું પ્રણામ;
ભવાની ભવ તારશો મોરી માત. ટેક.

માજીરે ત્હારો આરાસુરમાં વાસ;
સિંહાસને શોભિતાં મોરી માત. અલબેલી. ૧

માજીરે તુંતો અભયા વર દાતાર;
અભય કર્યા સુરને મોરી માત. અલબેલી. ૨

માજીરે ચંડ મુંડને શુંભ નિશુંભ;
મહિષ મધૂ મારીઆ મોરી માત. અલબેલી. ૩

માજીરે યદૂ વિમળ ને કાલીદાસ;
વલ્લભ આદિ તારીયા મોરી માત. અલબેલી. ૪

માજીરે ગૂણ ગણતાં ન પામું પાર;
કૃપા કરો ચંદને મોરી માત. અલબેલી. ૬૫

## ગરબી.

અરજ સુણો અલબેલી અકળિત અંબિકા,
શ્રી જગ જનુની શરણાંગત સુખ દાયજો;
દાસ ગણી દીન જાણી દરસન આપશો,
શેવક આવ્યો સરણે કરજો સ્હાય જો. અરજ. ૧

નીરાકાર નિરગુણ મય નિર્મળ નામને,
શ્રી જગ વંદન અસુર નિકદંન આપજો;
બિરદાળી બલવંતી બાળા બેચરા,
પુર્ણાનંદા પૂરણ પ્રૌઢ પ્રતાપજો. અરજ. ૨

કલ્યાણી કમળાક્ષી કાળી કાળિકા,
તું બ્રહ્માણી રૂદ્રાણી જગ માત જો;
જગ જનુની જગજીવન જ્યોતી જાગતી,
વિશ્વ વિષે વિશ્વાંભરી છો વિખ્યાત જો. અરજ. ૩

ગુણવંતી ગાયત્રી ગૌરી ગાજતાં,
નેહ ધરી નિરખુ નારાયણી નિત્ય જો;
મ્હેર કરો મતબાલી માત મહેશ્વરી,
ચંદ ચહે ચરણામ્બુજ ચંડી ચિત્તજો. અરજ. ૬૯

## ગરબી.

જય જય પરમ કૃપાળીરે, દેવી અંબા દયાળી;
શ્વેતાચળ ઘટ વાળીરે, દેવી અંબા દયાળી. ટેક.
શર્ણાગત અભયા વર દાતા, મંમાયા મતવાળીરે. દેવી. ૧
સ્રાલંકૃત સિંહાસન શોભે, મુદિત થયું મન ન્યાળીરે. દે. ૨
શ્રાવણે શંઘ તમારે મા પારે, રંગે રમે રંગ તાળીરે. દે. ૩
હળી મળી લળી લળી ગુણ તુજ ગાએ, હર્ષે ત્યાં ક્રોડ
દીવાળીરે. દેવી. ૪
મ્હેર કરી દરસન સુખ આપો, ચંદ ચહે બિરદાળીરે. દે. ૭૪

## પદ રાગ ધીરાનો.

અંબામા અલબેલીરે, આરાસૂર રાણી;
અભયા વર કર દાતારે, બાળા જુગ જુગ જાણી. ટેક.
વેહેવારીઆની વ્હાર કરી મા, ઊદધીમાં તારી ઝાઝ,
મહિષાસુરનું મર્દન કીધું, આપ્યું નિમળીને રાજ;
કાજ એવાં કીધાંરે, ઊલટ અંગે આણી. અંબા. ૧
જગ દંબા જગ જનુની ત્હારો, પૂરણ પ્રૌઢ પ્રતાપ,
અધમ ઓધારણી આપ કહાવો, હરો ત્રિવિધી તાપ;
સંકટ સરવે કાપોરે, આપો અવિચળ વાણી. અંબા. ૨
જળ હળ જયોતી જગત વિષે તું, પળપળ પ્રગટ પ્રમાણ,

અવિનાશી ને ઘટ ઘટ વ્યાપી, અરજી આ ઉરમાં આણુ;
દેવી તું દયાળીરે, નિરભય પદ નાણી. અંબા. ૩
કૃતી હમારી કાંઇ ન જોશો મા મ્હેર કરો મહમાય,
વિઘ્ન વિદારી વ્હાલ વધારી, વ્હારે વળો અંબાય;
ચંદ ગુણ ગાએરે, બ્રહ્માણી તું રૂદ્રાણી. અંબા. ૭૮

## ગરબી.

'દેવીરે દાતા અલબેલી અંબા.' એ રાહ.

પુજન પ્રીતે અંબાનું કરીએ:
સ્તવન કરી શીશ ચરણ ધરીએ. પુજન ટેક.

હૃદય વિષે ધ્યાન પ્રથમ ધારૂં,
નિરખી મન મુદિત થયું મ્હારૂં;
વિધી શિવ સ્તવન કરે ત્હારૂં. પુજન. ૧
કર્યું મેંતો આવાહન ચિતે,
અર્પુ શુભ આસન લ્યો પ્રીતે;
પધારોને પ્રેમ ધરી નિત્યે. પુજન. ૨
પખાળુ પાય પ્રીત ઉરે લાવી,
અર્પુ અર્ઘ સનમુખ હું આવી;

આચ્છમન કરો આરાસુરી આઇ. પુજન. ૩

પંચામૃતે પાત્ર પુરણ ભરીયું,
ઉષ્ણોદક શિતોદક ધરીયું;
કરી સ્નાન શુદ્ધાચ્છમન કરીયું. પુજન. ૪

અર્પું શુભ ચરણોને ચોળી,
અંબર ધરૂ અત્તરમાં બોળી;
ચદન ચરચુ કુંમ કુંમ ઘોળી. પુજન. ૫

ગ્રહણ કરો આભૂષણ અંગે,
પ્રીતે પુજું પુષ્પાક્ષત સંગે;
ધૂપ ને દીપ પ્રગટયો ઊમંગે. પુજન. ૬

પંચામૃત ભોજન સુખકારી,
ગંગા જળે ઝારી ભરી સારી;
આચ્છમન પાન પ્રાતે કરો માજી. પુજન. ૭

પાકાં પાન છે નાગરવેલી,
કાથો ચૂનો કસ્તુરી મેલી;
વાળ્યું રે બીડયુ સોપારી ભેળી. પુજન. ૮

લક્ષ્મી રૂપે આપ રહ્યાં વ્યાપી,

યથા શકિત દક્ષિણા મેં આપી;
સ્વિકારો તે સંશય સૌ કાપી. પુજન. ૯
આરતી કરૂ કર્પૂર મંગાવી,
પ્રદક્ષિણા પ્રીતે કરૂ આવી;
પુષ્પાંજલી સ્તુતી મન લાવી. પુજન. ૧૦
પ્રીતે નિત્યે પુજન જે કરશે,
અંબા તેનાં દુખ દારિદ્ર હરશે;
ચંદ કહે ભવસાગર તરશે. પુજન. ૮૯

## કવિત. (૧)

આરાસુરી અલબેલી મદ ઘેલી તુ અકેલી;
પ્રેમ વેલી બાળા બેલી, બિર્દ બિરદાલી તુ.
શર્ણાગત સ્હાયકારી, મર્ણાગત મોક્ષ બારી,
ચર્ણાંગત સુખચારી, કરત રખવાલી તુ.
ઉદધી સમાન સાન, વાનકો નહીં પ્રમાન,
ખ્યાન જ્ઞાન ધ્યાન માન, દેવી દયાલી તુ.
ગાવત હે ચંદ છંદ, અંબા આનંદ કંદ,
આવત દરબાર કર બ્હાર મતબાલી તુ. ૯૦

## કવિત. (૨)

રાજા જ્યું ધર્મ બીન, બ્રાહ્મણ જ્યું કર્મ બીન;
શાગાજ્યું શર્મ બીન, કંઠ બીન ગાનો હે.
યૂદ્ધ જ્યું શૂર બીન, રૈયત જ્યું પુર બીન;
મૂકતા જ્યું નૂર બીન, લવણ બીન ખાનો હે.
કાયા જ્યું હંસ બીન, માયા જ્યું વંશ બીન;
બીછૂ જ્યું ડંશ બીન, અચ્છર બીન કાનોહે.
ગાવત હે ચંદ, છંદ, અંબા આનંદ કંદ;
શકિત બીન શુન્ય, સંસાર પહિચાનોહે. ૯૧

## લાવણી.

શરનમેં આયો, જય જય અંબાય, મ્હેર કરો મહંમાય. ટેક.
સકલ સુખ દાતા, સુર મણિ ભુપાલ શર્ણાંગત પ્રતિપાલ;
ઉદધિ ભવ ત્રાતા, ભગવતી દયાલ, બરદે કરદે ન્યાલ.

## ઝુલ.

આઇ તોરે દરબાર ખડામેં, બિનતી કરૂ જોડી પાણી,
ક્ષમા કરો અપરાધ કૃપાલી, દીન દાસ જાણી;
નિમળ ઘો વાણી, શાણી થૈ સ્હાય. મ્હેર. ૧

ચરન ભય ભંજન, મહિમાં મહિમાય, પાવડી પ્રથમ પુજાય;
આદ્ય નીરંજન, કળા અકળ કળાય, નિગમ ન ગમના પાય.

ઝુલ.

જપ તપ તીરથ યોગ યજ્ઞ અતિ, સ્નાન દાન સાધન શેવા;
સકલ પદારથ ચરન કમલમેં, આદ્ય શક્તિ દેવા.
પ્રબળ બળ જયોતી, જય રહે સહાય. મ્હેર. ૨
વિજય જય વેલી, પાવન ગુણ ગ્રામ, વ્યાપક અંતર્યામ;
અધિક અલબેલી નિર્મળ નિષ્કામ, કરૂણાસાગર નામ.

ઝુલ.

મારન મોહુન જંત્ર તંત્ર તુજ નામ મંત્ર બાળા બળવાન;
રટે જો આડે જામ નામતો ટળે તિમીર અજ્ઞાન.
જ્ઞાન ઘટ વ્યાપે, મંગલ મહિમાય. મ્હેર. ૩
અખિલ જગ જાયા, જગ જનુની આપ, પૂરણ પ્રૌઢ પ્રતાપ;
ત્રિગુણ મય માયા, જપુ પ્રેમે જાપ, હરો પાપ સંતાપ.

ઝુલ.

મ ક્રોધ મદ લોભ નાશ કર આશ પુરો અંબા અવિનાશ;
ાસ હરો જમકો જગદંબા, કરો ચરનકો દાસ.
ાભય પદ અંતે, ચિત ચંદ ચહાય. મ્હેર. ૯૫

"પુર્ણ થયો છે ખેલ." એ રાહ.

આભયા વર દાતાર;
આરાસુરી અભયાવર દાતાર. ટેક.
તું બ્રહ્માણી, તું રૂદ્રાણી;
વૈશ્નવી વિશ્વાધાર. આરા. ૧
દુઃખ વિદારણ, છો ભવ તારણ;
નિગમ ન પામે પાર. આરા. ૨
શ્રાવણ શંઘે, આનંદ અંગે;
આવી નમું તુજ દ્વાર. આરા. ૩
ચંદ સ્તવે મા, ચર્ણ સમીપે;
શતક કરો આ સ્વિકાર. આરા. ૯૯

દોહરો.

શતક સ્વિકારો સ્નેહથી, મ્હેર કરો મ્હું માય;
છબિલાં ચો છંદા વિષે, ચંદ ચ્હાય ચિત સ્હાય. ૧૦૦



# શ્રીખોડીઆર સ્તવનાષ્ટક.

વસંતતિલકા વૃત.

આરાસુરી અકળ અંબ અતી દયાળી,
તું સત્ય એક જગમાં સુખદા નિહાળી;
બ્રહ્માદિ દેવ અહુમેવ સ્તવે મયાળી,
શ્રી ખોડીઆર કરૂણા કરજો કૃપાળી. ૧

લક્ષ્મી દયા વસુધરા, તુહી આદ્ય દેવી,
વૃતી સ્મૃતી ભગવતી ગણિ ગાત શેવી;
વિશ્વેશ્વરી ત્રિગુણ રૂપ રૂપે રૂપાળી,
શ્રી ખોડીઆર કરૂણા કરજો કૃપાળી. ૨

ક્ષાન્તી શિવા પરમ ચેતન વિશ્નુ માયા,
તૃષ્ણા ક્ષુધા બહુચરી મતિ જાતિ છાયા;
આનંદ કંદ કરૂ વંદન શીશ ઢાળી,
શ્રી ખોડીઆર કરૂણા કરજો કૃપાળી. ૩

શાન્તી રૂપે સરવમાં વસિ વાસ શકતી,
ભ્રાન્તી થકી ભ્રમિત થૈ ભુલુ ભાવ ભકિત;
કાન્તી મનોહર સતી મતિ મ્હા વિશાળી,
શ્રી ખોડીઆર કરૂણા કરજો કૃપાળી. ૪

તેં ભક્ત કાજ ધરિ રૂપ કરાળ કાળી,
માર્યા અસૂર ક્રુર ત્રિશુળથી ઉછાળી;
નારાયણી નિગમના ગમ લે નિરાળી,
શ્રી ખોડીઆર કરૂણા કરજો કૃપાળી. ૫

આવી વસ્યાં નળપુરે ધરિ નેહ ઝાઝો,
પુર્વાભિ મુખ કરી વ્યાઘ્ર ચઢી વિરાજો;
દેજો સદા દરસ તાપ ત્રિવીધ ટાળી,
શ્રી ખોડીઆર કરૂણા કરજો કૃપાળી. ૬

કાપી કુબુદ્ધિ જનુની શુભ બુદ્ધિ આપો,
તારી ભવાબ્ધિ મમ કિલ્વિષ માત કાપો;
ભોળી ભવાનિ ભલિ ભૂતળ ભવ્ય ભાળી,
શ્રી ખોડીઆર કરૂણા કરજો કૃપાળી. ૭

આવી સદા ચરણમાં કર જોડી પાઠે,
ગાશે વસંતતિલકા સ્તુતિ પાઠ આઠે;
આપે સદા અભય તું પદ મા જયાળી,
શ્રી ખોડીઆર કરૂણા કરજો કૃપાળી. ૮

દોહરો.

લાલ વ્હાલ ધરી વિનવે, ભણે ભાવથી છંદ;
ચરણ શરણ દ્યો ચંદને, જય જય શ્રી જગદંબ ૯

# પ્રસિદ્ધ કરવામાં આશ્રય આપનાર ગૃહસ્થોનાં નાંમ.

## નડિયાદ.

ત્રિવેદી. લક્ષ્મીલાલ અંબાલાલ,
શ્રાવણના શંઘવી.
મેહેતા. કીશનલાલ ભોગીલાલ.
" પ્રાણલાલ જાદવરાય
" ભગવાંનલાલ છોટાલાલ
" મોહનલાલ શંકરલાલ
" છોટાલાલ હીરાલાલ
દવે. દેવશંકર નારણભાઇ
પંડ્યા. ચંદ્રમણીશંકર હીરાશંકર
દેશાઇ. પુરશોતમ અચાભાઇ
મેહેતા. પુરણાશંકર અમરતલાલ
દવે. રાંમશંકર જેસંકર
દવે નાગેશ્વર દલપતરાંમ
પરીખ. કેશવલાલ મગનલાલ
શા. સાંકળચંદ લલુભાઇ
દવે. માધવલીલ કેસવલાલ
શા. નરોતમ બાપુજી
શા. ત્રીકમલાલ જીવાભાઈ
પંડ્યા. હરીલાલ છગનલાલ
પા. ચુનીલાલ લાલાજી
બારોટ. ઇછારાંમ કાકુજી
" મુળજીભાઇ મોહનલાલ
" ત્રીભોવન મુળજી
કંસારા. મણીલાલ અમુલખ
" મોતીલાલ કીલાભાઇ
દોશી ચુનીલાલ જેચંદ
શા. શેવકલાલ રણછોડદાસ
શા. શોભાભાઇ છગનલાલ
પા, મંગલ બેહેચરદાસ
સુતાર. ભગવાંન ત્રીકમદાસ
સુતાર. ભીખાભાઈ લક્ષ્મીદાસ
મેહેતા. કેસવલાલ દોલતરાય. અમદાવાદ.
પંડ્યા. દયારામ વિશ્નુરામ. પીપળોઇ.
જોશી. મનસુખ દાંમોદર. બોરસદ.
પંડ્યા. ભીખાભાઇ દલપતરાંમ. "
" પરભુલાલ નાથજી. "
પંડ્યા. હરીશંકર ધાળજીભાઇ. મહુધા.
ગોસાઈ. માહાદેવગીર ભજનગીર. બોરસદ
પરી. બેહેચરદાસ નગીનદાસ "
શા. છોટાલાલ ત્રીકમભાઈ નડીઆદ